શ્રી

# સર્વજ્ઞ ગુણાવળી.

માધવ કામ કુન્ડલા, જયવિજ્યા, ગુમાનસીંહ નવલ નૌતમ, રાજયોગી સતિ સરોજની, લાલખાની લુચ્ચામ, સરદારબા, ઉષાદેવડી, વિણાવેલી, વિજ્યા વિજય સતીપાર્વતી, અશ્રુમતિ, સતી સંયુક્તા, રામવિયોગ ત્રિયારાજ ત્રિવિક્રમ, ચંદ્રહાસ, વિબુધ વિજય જગદેવ પરમાર, ભર્તુહરી, મુંજરાજ સોલંકી સુંદરવેણી કુન્દબાલા ઇન્દુમતી ચતુરકળા વિગેરે નાટકોનાં તથા પુજાઓના ને સ્તવનોના યશસ્વી રાગોથી ભરપુર

રૂચિ પ્રસિદ્ધ કર્તા.

નરભેરામ મોતીરામ પુજારી.

શ્રી જૈન ધર્મવિજય પુસ્તકાલયનો વિદ્યાર્થી

આવૃતી ૧ લી પ્રત ૧૦૦૦

અમદાવાદ મધ્યે

શા. કેશવલાલ ગુલાબચંદે પોતાના ધી ચંદ્રપ્રકાશ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૫૮ સને ૧૯૦૨

કીંમત રૂા. ૦-૨-૦ મુ. વીરમગામ.

1/1902

શ્રી

# સર્વજ્ઞ ગુણાવળી.

માધવ કામ કુન્ડલા, જયવિજયા, ગુમાનસીંહ નવલ નૌતમ, રાજયોગી સતિ સરોજની, લાલખાની લુચ્ચામ, સરદારબા, ઉમાદેવડી, વિણાવેલી, વિજયા વિજય સતીપાર્વતી, અશ્રુમતિ, સતી સંયુકતા, રામવિયોગ ત્રિયારાજ ત્રિવિક્રમ, ચંદ્રહાસ, વિમુધ વિજય જગદેવ પરમાર, ભર્તુહરી, મુલરાજ સોલંકી સુંદરવેણી કુન્દબાલા ઇન્દુમતી ચતુરકળા વિગેરે નાટકોનાં તથા પુજાઓના ને સ્તવનોના યશસ્વી રાગોથી ભરપુર

રચિ પ્રસિદ્ધ કર્તા.


નરભેરામ મોતીરામ પુજારી.

શ્રી જૈન ધર્મવિજય પુસ્તકાલયનો વિદ્યાર્થી



આવૃતી ૧ લી પ્રત ૧૦૦૦

અમદાવાદ મધ્યે

શા. કેશવલાલ ગુલાબચંદે પોતાના શ્રી ચંદ્રપ્રકાશ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૫૮ સને ૧૯૦૨

કીંમત રૂ. ૦-૨-૦ મુ. વીરમગામ.

# અર્પણ પત્રિકા.



**શ્રી દેવગુરૂ ભક્તિ કારક પુન્ય પ્રભાવક સાસનોન્નતિ કારક શ્રાદ્ધજન શીરોમણી માનવંતા સેઠ સાહેબ.**



**હુકમચંદ નથુભાઈ દોસી.**

આપ સાહેબ ધર્મને વીષે શ્રદ્ધાવાન તેમજ જૈન બાળકોને ધર્મ જ્ઞાન આપવામાં તનમન અને ધનથી મદદ આપોછો તથા દાન તથા પરોપકારે કરી અલંકૃત છો અને આપે હાલમાં પન્યાસજી શ્રી કમલવિજયજી પાસે જ્યેષ્ટ બંધુ સમેત સસાર સાગર વિસે ઝાઝ સમાન બ્રહ્મચર્ય વૃત ગ્રહણ કર્યું છે એવા અત્યુત્તમ ગુણોને લીધે આપને સંપુર્ણ ધન્યવાદ પુર્વક આ લઘુ પુસ્તક અર્પણ કરૂં છું તે સ્નેહ સહીત સ્વીકારશો.

લી. આપનો સદાનો સેવક

**નરભેરામ મોતીરામ પુજારી.**

## "પ્રસ્તાવના"

શ્રી જીનેંદ્ર ગુણા નુરાગી આર્યબાંધવોને વિદીત કરવામાં આવે છે કે સાંપ્રત કાળમાં સર્વ શોખીલા સજ્જનો વિવિધ નાટકોના યશસ્વી રાગોપર આશક થઇ ગયા છે અને પુર્વનાં મહાન આચાર્યોનાં રચેલા દેશીરાગોનાં સ્તવનોપર થોડાજ પુરૂશોની વતી દોરાય છે તેવા હેતુથી મે મારી કીં- ચિત મતિ અનુસાર રચેલ જે આ સર્વજ્ઞનાં ગુણનો ગુણાવળી તેની અં દર જે કાંઇ ભુલચુક હોય તે આપ સર્વત્ર સુજ્ઞ શેઠ શાહેબો ક્ષમા કર- શો એ નમ્ર વિનંતી તથાસ્તુ. લ. કૃપાકાંક્ષી

નરભેરામ મોતીરામ પ્રસીદ્ધ કર્તા.

પરમાત્મને નમઃ

## मंगळाचरण.

अर्हंतो ज्ञानभाजः सुरवर महिताः
सिद्धि सौधस्थ सिद्धाः
पंचाचार प्रवीणाः प्रगुण गुणधराः
पाठकाश्चा गमानां.
लोके लोके शवंद्याः प्रवर यतिवराः
साधु धर्मा भिलीनाः
पंचाप्ये ते सदाप्ता विदधतु कुशलं
विघ्ननाशं विधाय. १

# સર્વજ્ઞ ગુણાવળી.

## નવ પદજીનું સ્તવન. મહેતાજીરે. રાગ.

નરનારીરે ભમતાં ભવ ભર દરાયે. નવ પદનું ધ્યાન સહુ ધરીયે;
સુખકારીરે તો સીવ સુંદરી વરીયે. નવ.
પહેલે પદ શ્રી અરીહંતરે, કરી અષ્ટ રીપુનો અંતરે,
થયા સીવર મણીના કંતરે, બીજે પદરે સીદ્ધ ભજી દુખ હરીયે. નવ.
આચાર્ય નમું પદ ત્રીજેરે, ચોથે પદ પાઠક કીજેરે;
પ્રીતેથી પય પ્રણુમીજેરે, પદ પાંચમેરે મુનીમહારાજ ઉચરીયે. નવ.
છઠે પદ દર્સન જાણુંરે, ગ્નાન ગુણ શું મુંખે વખાણુંરે;
આ જગમાં જે ખરૂં નાણુંરે, બહુ ખરચોરે તોય ન ખુટે જરીયે. નવ.
નમું ચારીત્ર પદવળી આઠેરે, તપ નવમે કરો બહુ ઠાઠેરે,
દુખ દાળીદ્ર જેહથી નાઠેરે, જીનવરનીરે પ્યારથી પુજા કરીયે, નવ.
નવદીન શીયલ વૃત પાળોરે, પૃતી કૃમણ કરી દુખ ટાળોરે,
જેમ ચંપાપતો શ્રી પાટલોરે, મન માંહરે શંકા રાખો ન જરીયે; નવ.
ઓગણીસે અઠાવન વરસેરે, પોસ માસ પુનીમતીથી હરશેરે,
ભાવે ગાવે તે ભવ નહી ફરશેરે, નીરભંયથીરે કાર્ય આ પુરણ કરીયે; નવ.

## સાર્દુલ વિક્રડાત.

શ્રી શાંતી જીનરાજ આજ મુદથી, સેવા સજુ તાહરી,
દીજે ગ્નાન અમુલ્ય દાન દીનને, દાતા દયા દીલ ધરી;
પ્રણુમે પાય પુરંધરા પ્રતીદીને, તારા પ્રભુ પ્રીત કરી,
સ્નેહે દ્યો શીવરાજ કાજ સુધરે, હેતે હમલ હર હરી;

## માલીની.

જય જય જગ ભાત્રા, શાંતી જીન શાંતી દાતા,
તુંહી જગ પીતુમાંતા, વિશ્વપતી તું વિધાતા;
અમર નિકર ગાતા, ગુણસુદ ઉરપાતા,
સુખકર સુખદાતા, તારતું તનુજ ત્રાતા;

# પ્રાર્થના.

## મરેઠી સાખી.

સુખદાયક લાયક જિનસાસન દેવી કૃપા દ્રગ કીજે.
વિઘ્ન વિદાયક માત ચક્રેશ્વરી સુત રસનાપે રહી જે
દીજે કવિપદને હાં. અરે હાં. બીરાજો સુતમન રૂપી સદને

## રાગ. શ્રી સુપાર્શ્વજિન વંદીયે.

પ્રણમું પુર્ણ પ્રમોદથી, પ્રથમ પ્રભુના પાય લલનાં.
મનવાંછીત પુરણ કરે, ચોવીસે જીનરાય; લલના પ્રણમું
અરિઅઠ ભંજન નાથજી, અશરણ અનુચર આજ લલના
શરણે આવ્યો શાહીબા, શફળ કરો સોકાજ; લલના પ્રણમું
મૂઢ મતિ છે માહરિ, મયા કરો મહારાય. " "
શુભ મતિ દ્યો સ્નેહે કરી, સેવું શરણ સદાય; " "
ભવ અટવીમાં હું અતિ, રખડી આવ્યો પાસ. " "
સરણાંગત નિરભય કરો, પુરણ મનની આશ; " "
કાવ્ય કથન કરવા તણી, અલ્પ મતિ છે મુજ. " "
કવીવર પ્રભુ કરૂણા કરો, હું લઘુ શીસ અબુજ; " "
શીરપર કર થાપો વિભુ, રસના અમ્રતવાણ. " "
શીશ નમાવું સ્નેહથી, જોડીને હ્રય પ્રાણ; " "
અમર નિકર હરીહર અને, નરવર અજર અનંત. " "
શીવસજે તુજ સુખકરા, સુરપતો અતિ ધરીખંત; " "

ગુણ કથન કરૂં કેટલા, દિન દયાળુ તુજ. „ „
મતિ રતિ પણ પોચે નહી, ગતી કરવાને મુજ; „ „
તારક પદ છે તાહરૂ, ત્રીભુવન પતી ધરી હામ. „ „
આવ્યો આજે અખિલમાં, ભમતાં તારે ધામ; „ „
ત્રય જગજન આધારતું, હું પામર ગુણ ગ્રામ. „ „
મુખથી વદી સકું કેટલા, સુત નિરભય વિશ્રામ; „ પ્રણમું

## સરસ્વતિ સ્તુતિ.

### ગીતી.

દધી દુહીતા સુત અરિના, સ્કંધે જે શોભે સુંદીર જનની.
તે મુજ પુરણ કરજો, માતા મારી આશા મુજ મનની;
સુત શરણ કરે તારૂં, પ્યારૂં મારૂં, કાર્ય સફળ કરજો.
હૃદયે તિમીર નઠારૂં, વિપત વિદારૂ માત કુ મતિ હરજો;

### હરીગીત.

સુખકાર અપરમપાર, માતુ અરજ ઉરમાં ધારજો.
બલીહાર છે બલીહાર જાઉં, તુમવાર વિપત વિદારજો;
લઘુશીસ હું તુજ સીસ નામુ, પ્રાર્થના પુરણ કરો.
પયપુજના કરૂ પ્રેમથી, મમ કુમતિ પટ સત્વર હરો;
છો દીલ દયાળી બુધ્ધી શાળી, બહુ કૃપાળી માવડી.
મુજ રાંકનો હરી વાંક દીજે, પુજવાને પાવડી.
ધરિ ધ્યાન તારૂં ગાન અહોનીસી, કરૂં દીલ દયા ધરો; પયપુ
સૌ જાનમાંહી શ્રેષ્ટ સૌથી વિપ્રની મુખથી ભણું,
તુજ તેજ અતિશય અખિલમાંહી ઓપતુ ગુણ શું ગણું;

વરદાઇ નીવર આપ કુમતિ કાપ ગુજમન સુદ ભરો. પય.
કાસાર તટ વસનાર પક્ષી જાતમાં ઉતમ લહો,
તસ ઉપરે અસવાર ધરી શ્રંગાર સોળે નિત રહો;
કહુ શ્રેણિ લઇ રટુ રેન દીન હુ રસનાં મમ રંજીત કરો, પય.
અતિ અલ્પમતિ મમ જલ્પ સમકથી વિનતી સુત પુરણ કરે,
ધરિ સીસ ચરણે પડી ધરણે વિનતી કરણે તું ધરે;
સુત નાંમ નિરભયરામ નું કરી કામ સીરપર કર ધરો. પય.

## જય જય સૃષ્ટીમાંહી ભુપનો થજો. એ રાગ.

હે પ્રભુ આ રંક બાળ તુજને નમે,
દિનદયાળ દુખડાં ટાળજો હવે તમે;
દયા ધરો કૃપાકરો કૃપાળ આ સમે. હે પ્રભુ.
જૈનબાળ જ્ઞાન સભા ચરણમાં રમે,
વિકટ વેદધુર્ત વિભુ પ્રતાપથી દમે;
હવે ફરી હેતે હરી ખરે ન ભવ ભમે. હે પ્રભુ.

## સુભમતિ જગપતિ નૃપને આપ. એ રાગ.

જીનપતિ સુભમતિ સુતને આપ, જગપતી વિપતિ અમારી કાપ
ભવપતિ ભયતણી ઉમાં છાપ, ભરે અતિ વેદગતી હર બાપ;
પ્યાર ધરીને જગ્ત હરી જો, ભવમાં ભ્રષ્ટ રહ્યોછુ
ખળના કરમાં નષ્ટ ગયોછું સિવપતી, પ્રભુ અતિ કીધા પાપ.
મમ મતિ છે રતિ ગુણતો અમાપ. જીનપતી

## પ્યારા પ્રભુ વિનવું એ રાગ.

વાલા વિભુ વિનવું (૨) જગ ભ્રાતા ત્રાતા જગદાતા,

સિવ સુખ સરણુ સમુ. વાલા.
અજર અમર ધરી ધ્યાન હું તારૂ, દુખ દળદરને દમુ. વા.
તારણ તરણુ કરૂં તુજ સેવા, ચરણ કમળમાં રમૂ. વા.
પામર પાળક બાળ હું આજે કૃપાથી ભવન ભમુ; વા.

## પીયુજી આજે મગન.

સુંરસ સોભે સાંતિજીનંદ સીરદાર(૨) મંદિર અંદર(૨) સાંતિ
સૌ નરનારી વહાલ વધારી, આવો આનંદ ધરી યાર. મં. સાં.
છેલ છબીલી મુર્ત રસીલી પુજો પ્રભુની ધરી પ્યાર. મં. સાં.
જન મન રંજન ભવ દુખ ભંજન કંચન સમ કીરતાર મં. સાં.
વિદ્યાવર્ધક વદે વહાલ ધરી વિભુ, વિપત બાળકની વિદાર મં સાં.

## ભરપુર સુરવીરનાં ગાંધર્વ ગાયે ગાન રાગ.

ભરપુર સુરથી વદો વીર વાલા વિભુ તણું ગાન,
નહિ નાથ આપ વિણુ અપર સરણુ જગતરાન
જય જય(૨) જપે તુને જહાન, ધન ધન(૨) ભેટયા ભગવાન ભ,
સુરપતી સાચેરે પ્રભુ પય રાચેરે, પરાક્રમી પૌઢ પ્રતાપ પ્રમાન,
દિધા દિનને પ્રભુ અઢળક દાન;
જય જય(૨) જપે તુને જહાન. ધન ધન (૨), ભરપૂર

## જય જય જગદાધાર એ રાગ.

ધરમજીનેશ્વર આજ પુજો સૌ જૈન સમાજ,
ચરણુ સીસ નમાવુંરે, કેસર કુકુમ લાવુંરે;
પુજા કરૂં સુધરે સૌ કાજ. ધરમ.
સર્વ નરો ધ્યાન ધરો ભવન ફરો કષ્ટ હરો,
જૈન બાળનાં છો સિરતાજ. ધરમ

## આજ દીન આનંદનો આલી એ રાગ.

આજ દિન આનંદનો ભાઇ (૨)
આસ પુરે પ્રભુ પાસજીરે, પુજીયે ધરીને પ્રીતરે;
જરા નિવારી નવણથીરે, બાળ નમો નિત નિતરે. આ.
અશ્વસેન કુળચંદ લોરે, ગાઓ મધુરે સુ સંગીતરે. આ.
વામાનો નંદન ઉર ધરીરે, પુજો પ્રીતેથી રાખી ચીતરે. આ.
ગાઓ સઘળા નરનાર, આજ આનંદ અપાર;
નમે ઉર ધરી પ્યાર, વિદ્યા વર્ધક આવાર આ.

## મારી સાથે ચાલો ચાલો ચાલો. એ રાગ.

મારી સાથે ચાલો ચાલો ચાલોને સહુ બાળ;
ગાવોને, ગાવોને, ભાવનાં ભાળોને. મારી.
શાંતી તારી, છે બલીહારી, તુમપર વારી,
જઉ નીરધાર, સુખ કરનારી, શેવા તારી.
દઇ પ્રીત ધારી, ભવજળ તાર, આંગી અંગ શોભે સારી.
વાહ, વાહ, વાહ માગે બાળ, શેવ તારી, વાહ, વાહ, વાહ. મારી

## કર્યા વસ કર્યા વસ કર્યા વસંતે નાથ. એ રાગ.

છબિ જોઇ (૩) મેં નાથ, મોયું મન મોયું;
પ્યારા પ્રભુ શાંતી નાથ, દાસનો ગ્રહોજ હાથ.
શાંતી સદા કરી રાખોને પાસ; છબિ.
મનોહર સુરતી અંતરમાં વસી છે મારે;
કાજ સુધારો જાણી પ્રભુ દાસ. છબિ.
આનંદ ધરીને આજ, ગુણ ગાય બાળ સહુ;
વિદ્યા વર્ધક કહે ધારી આસ. છબિ.

## તલપતું આમીન વારી વિણુ મરસેરે. રાગ.

નમિયે અનંત નાથ, બાળ પ્રીત ધારીરે; (૨)
દાસ જાણી દુખ હરો, કહુ પોકારીરે.
શિવ રમણિ સંગપ્રીત પેહલી, તમે કરી અમોને મેલી;
ચાલ્યા ગયા અમને ઠેલી, વેદવારી પંચમી કરી પ્રાણપ્યારીરે. ન.
ભાવે તુજગુણ જે ગાવે, ઈન્દ્રાદિક સુખ પણ પાવે;
નમતા દુખ દોહગ જાવે, જૈન બાળ જ્ઞાન કહે વારી વારીરે. ન.

## મય પ્યારી પ્રેમદા એ રાગ.

શાંતીજીન સાહેબા, મુદધારી હું તો આવ્યો તારી પાસ;
મનોહારી, છબિ તારી, જાઉં વારી. શાંતી.
ભવો દધિમાં ભકિતનું, નાથજી મુકયું નાવ;
પણ પાસે પોચ્યા તણો, દિનબંધુ દે દાવ. શાંતી.
પ્રણીપત કરતાં પ્રેમથી, પાપ સમુહ પળાય;
જૈન બાળ વિદ્યા તણાં, વિદ્યાર્થી ગુણ ગાય.

## મહા અધમ કરમ કરનારો પાપી આ રહ્યો રે. રાગ.

સાહિબ સ્નેહ ધરી ઉર સેવક આ શરણે રહ્યોરે; (૨)
ભવ અટવીમાં ભટકયો ભાવે, ભ્રષ્ટ કુમતિ ભવપતિ લલચાવે.
ભાગ્ય ફળ્યું દુખ ટળ્યું દર્સ તુજમે લહ્યોરે; સા.
વેદ વિકટ વસુધામાં વારી, વાલાવેગે નાર ધુતારી.
પ્યારી પંચમી સીવનો કર સ્નેહે સહ્યોરે; સા.
ત્રીભુવન પતી તારણ તુજ તનની, આશાશીવ આપી પુર મનની
ધનની ધારી નહી મે તુજ પાલવ ગ્રહ્યોરે. સાહી.

## પાતળીયા પરીશ્રમ લો સાને. રાગ.

પદ્મ પ્રભુ પુજુ પુરણ ભાવે, પામર પાલક નાથ છો; પ્રભુ.
જાલીમ જનમનું દુખડું જાવે શીવપુર શેરનાં સાથ છો. પ્રભુ
આનંદકારી, વિકાર લગારી, નહીનાથ ધારી;......મુર્તમણી
શોભે ગણી... ... ... ... ... ... ... ...પદ્મ પ્રભુ
તાજ ત્રીલોક તીમીરહરો, શુભ આનન સુંદીર શોભતું; પ્રભુ
સુરપતી સુર સુંદરી સમરતી, ગાન કરે મન લોભતુ. પ્રભુ
દેખી દુખો દુર, આનંદ છે ઉર, ઠમકતને પુર,......સુરભરી,
સુદધરી... ... ... ... ... ... ... ...પદ્મ પ્રભુ
રસીલી મુર્તી મારા હૃદયમાં વસજો.
પ્રભુની કૃપાથી પાપ પડળ ખસજો;
આનંદ આજ અપાર ધરીઉર પુરા પ્રમોદથી ગાય છે. પ્રભુ
વિદ્યાવર્ધક સભા વહાલ ધરી પદપંકજ રેહેવા ચાયછે; પ્રભુ
દાદ દિલે ધરી, દુખ દવિ હરી, પંચમી સુંદરી;......દેજોહરી
વિનતી કરી...... ... ... ... ... ... ...પદ્મ પ્રભુ

## મનહરણી માફ કરજે. રાગ.

જીનવરજી માફ કરજો (૨) અમ દોસ દીલે નાં ધરજોરે, જીનવર
વિપતી વારણ અધમ ઉધારણ, પામર પાલણ કષ્ટ નિવારણ:
પુરંદર પારાવાર ધારી ઉર વીસે પ્યાર,
ગુણ ગાયે સુરનાર અલબેલાને આગાર.
અસારે સંસારે સાર દેખ્યો દુર્લભ દેદાર;
તનુજ હું તાબેદાર ચરણ ચાકર ધાર,
અધમ સીસુ ઉધરજોરે પ્રભુ હેતે હમલ અમ હરજોરે. જીનવર.

## પ્રાણુ આ શું કરો. (૨) રાગ.

વિર વાર કરો (૨) ખોટી ખલકે સીસુ ચર્ણે આવ્યો ખરો
વિપતી હરો          વિર
ભવરણમાં રાણા હું રડુલ્યું (૨) દુખટાળો બીતોબાળો,
ભીરૂભાળો નયણે ન્યાળો ઓસીયાળો થયો ઉર મુદભરો;
વિધનહરો.     વીર

## નથી જગતમાં સાથ સબંધી.

ભવીભજ ભવતારણ નાથ સરસ કરીલે શીવપુરનો સાથ,
સમજી સજ્જન મન સાથ મુરખ કેમ ભરે આભથી બાથ;
સંધ્યા સમયે સરસ સુશોભીત અંબર અંદર રંગ.
નિરખાયે છે નીત નવીન વળી પળમાં થાયે ભંગ,
સમજો ચતુરનર સાણા જનમી જગે શું કમાણા;
પછી પસ્તાસો મનસાથ સમજી શું ભરે આભથી બાથ.
દુર્લભ દસ દ્રષ્ટાંતથી મનુસ જનમ અવતાર,
પામ્યો પુરણ પુન્યથી અંતર એહ વિચાર;
ખલક તજી જાસો ખાલી હાથ.          સમજી.
લલના લક્ષ્મી તાહરી નઇ આવે તુજ લાર,
મનહર મોટા મેહલને માન મુકી મરનાર;
રહે એક પાપ પુન્ય સંગાત.          સમજી.

## પ્રેમનો કોલ દીયો. એ રાગ.

સખીરી મારી ચાલો ગઢ ગિરનાર
ત્યાં છે જાદવકુળ શણગાર          સખીરી.
પશુવાપર કર પ્રેમનેરે છોડે છબીલી નાર,

વેદ વિદારી પ્રાણ પ્યારો કરે પંચમી સુખકાર;
શામલીયા રસિલા છબિલા પ્રીતમપે જીગરએ કરૂંમે નિસાર. સ.
ભવતરવા ભવિભાવથીરે ભજ તજ તારૂણી સંગ;
વિદ્યાવર્ધકસભા વાલથીરે કહે ઉરઆણી ઉમંગ સામલીયા. સ.

## કદી મે ન માનું ન માનું. એ રાગ.

પ્યારા મારા શાને જાઓછો રીસાઇ (૨)
રેમ ધરો ઉર (૨) પ્રીતમજી. પ્યારા.
રાંકડી રાજુલ રણુ નાં રોળો મહેર કરો ઉરમાંઇ.
પ્યારા. રેમ. પ્રીત. પ્યારા.
વાલા વિયોગી વામાં તમારી. સંગે સ્વીકારો સગાઇ.
પ્યારા. રેમ. પ્રીત. પ્યારા.
વિદ્યાવર્ધક સભા કહે પીયુ પેલાં સ્યામાં શીવમાં સીધાઇ,
પ્યારા. રેમ. પ્રીત. પ્યારા.

## સાણા સોભાગી ત્યાગી. એ રાગ.

પ્યારા પ્રભુજી સાંતી શીવ સુંદરિના પતી,
કૃતિ અતી ક્રુર મુજ કાપજે કુગતી; પ્યારા.
આવ્યો આથડી કાળ અનંતા,
અનુચરનાં ઉર થાપ સુખ ધૃતિ;
ભવરૂપી વન વિકરાળ મોટું
છે મહા ક્રૂર, કર વિભુ દુર;
નેહે નિરખું નિસ દીન તુજ પ્રતિ કૃતી. પ્યારા.

## જપતી પ્રીતમની જપ માળ એ રાગ.

સુખકર નેમ જીનેશ્વર આજ નમીયે સૌ પ્રીતધારી,

મુરતી અતી છે મનોહારી દુખ સૌ દુરે કરનારી;
ધારી તુજ આગ્નાને સીર. નમીયે.
નંદન સિવા દેવીનો સમુદ્ર વિજય વળા તાત,
લંછન શંખ સોહામણો સૌરીપુર વિખ્યાત;
તારૂણી તજી રાજુલનારી ચાહ્યા પ્રભુ ગઢ ગીરનારી.
ધારી. નમી. સુખ.
અનંતવાર સહુ સંગમાં રમતા ધરીને પ્યાર,
કરી ઉતાવળ એકલા ઉતરીયા ભવપાર;
ચુક્તી આવી નઇ ધારી હૃદયે મનમોહનતારી. ધારી. નમી. સુખ.

## પ્રેમનો કોલ દીધો રાજકુમાર એ રાગ.

તજીને સીદ જાઓ નેમ કુમાર(૨) મારા પ્રીતમ પ્રાણાધાર, ત.
આમ ઘટે નહી સ્વામી તમને; જાદવ કુળ સણગારં;
કરગરી કેછે નાર તમારી; પાછા વળોને આવાર. ત.
પ્રીતમ પ્રીત છે આઠ ભવો તણી; નવમે નહી તરસાવ;
વાલમ ન ઘટે વળવું તમને; દીન દારા ન દુભાવ. તજી
અબળાની અરજી અવીનાસી; સ્નેહ ધરીને સ્વીકાર,
નરવર નીરભય કહે કરજોડી; બાળને પાર ઉતાર; તજી

## ધરી ભાવને ભાવેથી પુજે ભીમક કુમારી. એ રાગ.

આવો આવોને ભવીક ભવપતી ગુણ ગાવો (૨)
ધન્ય આજ તણો દીન ભેટયા ભાવે સાંતીજીન; કેસર કુમકુમલીન
પુજી પ્રભુનાં પાય આનંદ થાય દુખ સહુ જપતાં,
સહુ આવીને આજ;રંગે જૈન સમાજ, વીવીધ પુષ્પે વધાવો આ
સરસ જેની સુગંધ; એવા ફુલ લાવો રંગ, જાઇ જુઇ અતીસંગ;

મોગર લાલ ગુલાબ ધરી કર છાબ આવો પ્રીત ધારી;
ધરીને પ્રીત નીત; જાણીને હીત ચીત રાખીને આંગી રચાવો. આ.
સીધ્યાં સહુ અસ કાજ; બાળ જ્ઞાન સભા આજ,
સીવ રમણીનાં શીરતાજ; પુજે ધરીને પ્રીત વળી નીતનીત;
હૈયે હર્ષ ધારી, મધુર સ્વરે ગીત ગાઇને નીતનીત;
પ્રીતથી ભાવનાં ભાવો; આવો.

## છોડો છોડો છબીલા જાઓ હઠો હઠીલા મારી એ રાગ

સાર નહી સંસારમાં, સદન મદન સબ દુખ;
સજ્જન સ્યામા સંકટે, વાલા બને વિમુખ.

આવો આવો રસીલા પ્રભુ છેલ છબીલા,
મુજ મન મંદીર મહારાજ; છબિલા
જય જગ્તંપતી જગતાજ કૃપા નીધી કૃપાળુ કરો કાજ, છબિલા
કનક કળસ કરમાં ધરી, પય પંચામ્રત પ્યાર,
ભવ દુખ ભંજન ભાવથી નવરાવો નરતાર;
લાવો લાવો કુસુમ નવરંગ, પ્રભુ પુજો પ્યારેથી પ્રીયસંગ
રહો નીરભય સદાયે ઉમંગ. છબીલા

## જાઉ તુમપર વારી વારી એ રાગ.

જાઉ જીનપર વારી વારી (૨)
મનોહારી મુરતી રસીલી પ્યારી સુખકારી. જાઉ.
મમ દ્રગ તારા વરી સીવદારા,
ચીતથી કરૂનાં પળપણ પ્યારા મારા ન્યારા
હીતથી પ્રીતથી હરખે ગાયે ગુણ સુત તારા,
ભરપુર અતી ઉર મુદ ધારી, જાઉ

મનોહારીણી સુખકારીણી છબી સુંદર છે તારી,
સીવવર સીરપર કર ધરજો અઘહર જીનવર અઘહરજો,
સુરવર સેવત પ્યારથી, રંગે ચંગે હર્ષીત અંગે,
વિદ્યાવર્ધક સેવ કરે તારી. જાઉ

## અરે સું માનવનો અભીમાન એ રાગ.

અરે વાહ સાન્તીજીનંદ સીરતાજ સરસ સોભી રહ્યારે,
ખરે પ્રભુ ભવિ મધુકર મુખ કમળ નીરખી લોભી રહ્યારે,
નીરખી લોભી રહ્યારે, ચરણ થોભી રહ્યારે. અરે
પળ જીવતરમાં પળ પણ પ્રભુની, નાં... ...... ... સેવકરી.
સુદ્ધ મદનમાં મસ્ત ફરી કર. નાં ... ... એણી ધરી.
ભુલ્યો હું ભગવાન. અરે
જાયો જનુની ઉદરેથી જીવડા તું જયારથી;
ધાયો નહી ત્રીભુવન પતીનાં ચરણમાંહી ત્યારથી.
કાયા તણી માયા તજી કર પુજનાં પ્રભુ પ્યારથી;
કંચન અને કામા થકી રહે દુર આ સંસારથી. અરે વાહ.

## મરૂ મરૂ પુહુ થઇ રહ્યું. રાગ.

ચક્ષુ ચાહે શામને દીલહરનાં દેદાર નીરખો દુખનાં રહ્યુંરે
રસનાં રટતી નામને ચીતચંચળ પણ ધૈર્ય ધરી આજે રહ્યુંરે. ચક્ષુ.
સ્નેહે શ્રવણ કરે ગુણ કરણો, પુજન માટે પવીત્ર ચરણો;
કરૂં અરપણ મમ તનમન, ધનધરણી વળી ધામને;
નીરખી નયને નામ પ્રભુનું ચીતથી ગયુરે.
દુખ દધી દેખી શામને જીવ મુસાફર કર સીવવર
સુખ ના રહ્યુંરે. ચક્ષુ.

વહાલ ધરી વિદ્યાવર્ધકની, શ્રવણુ કરો અરજી અરભકની.
સકની શરીતા તરવા જીવ પય હોડી પામને
આજ સુધી શીરદુખ વારીદ ઘણું સહ્યુંરે;
નટવર નરભેરાઅને ભવ દધીમાં દુખપુરવિણુજાયે વહ્યુંરે. ચક્ષુ.

## મદનરીપુ મહાદેવ ભજી લે   રાગ.

સુરવર નરવર નાથ વિપત હર, સુખકર સીવવર સાથ સુખદ કર;
કરમ કટક તસસુભટ વિકટછે દુરકર વરકર આપ અમરવર સુ
સંસાર પારાવારમાં પડીને પ્રભુને નહિ ભજયાં;
મહામોહ દુસ્મન વેદ તુજ, પળચીતથી તે નહિ તજ્યાં.
સંસાર સમરાંગણુ મહી સસ્ત્રોન ભકતીનાં સજ્યાં;
તેથી સુભટ યમરાયનાં રતીભાર તુજથી નાં ગજ્યાં.
ઉઠ ઉઠ તજી આળસ અરે નર, મોહ મમતમાયા તણું તજધર;
સીવવરનુ ધરીસ્નેહ સ્તવન કર, તાર તાર તુજ શરણું પામર.
જગત તાત ઉરવાત સુતનીધર;   સુરવર.

## આનંદ ભરનર પાલને. રાગ.

જયકાર જીનદરબારમાં, પ્રીત ધરી પ્યારા;
આવો આજે કરૂણા કરી જીનજી કષ્ટ હરો મારા.
તારતું કીરતારસહુ નરનારને આધાર તુજસરદારછે નીરધાર; જય
ચ્યાર છે સંસારમાં ધુતાર જગ ઠગનાર તે દુરવાર જગદાધાર. જ
પ્યાર ધરી સીવનારનાં ભરથાર, છો દીલદાર રતિપતી, માર
વેદ વિદાર;   જયકાર
વાર ભવદુખ કાર પારાવાર કર નિસ્તાર તુજ આગાર,
નીરભય ધાર;   જયકાર

## શાને તું શરમાયે. રાગ.

ભવ અટવી ભમતાં ભવપતી ધરી ભાવ ભગત તુજ આપો;
જગતારકવારકવિભુ વ્યાપી. અગણિત અખિલ તણી છે ઉપાધી
સાધી સઘળી સ્નેહ ધરી ઉર ફોગટ જન્મ ગમાયો. ભવ.
તાર તાર ત્રીભુવન પતી ત્રાતા, સુતસીરકર થાપીકર સાતા;
દાતા શીવ સુખના, નિરભય કહે પ્રેમે પલ્લવ સાયો. ભવ

## રંગ ભર્યાં ભર્યાં આવો રસીલી. રાગ.

જોયા જોયા આદીનાથ રસીલા, આદી અરીહંત પ્રીતથી;
મોયા મોયા સુર સ્વામી છબીલા, ઘડીયે વિસારૂંના ચીતથી.
શાંતી ઉરે સ્થાપનારી રસીલા, મુદ્રા તમારી ઉરે વસી;
મોહન વેલી ઠસેલી છબિલા, પુરી મનાગારમાં ધસી.
હેતે હવે હાથ ઝાલો રસિલા, ભવનો પારીવાર પુરમાં;
પડિયો પ્રેમેથી ઉગારો છબિલા, આવ્યો દયાળુ હજીરમાં.
પુરણ પાપી ઉથાપી રસિલા, આણા તમારી અતી ઘણી;
કેછે સદા કરજોડી છબિલા. નિરભય સદાસીર તુમ ધણી.

## નાટક દુનીયાનું. રાગ.

ભવિ ભવસાગર ભમતાં ભજીલે ધરી ભાવ શીવનાં સ્વામી;
સુણી અરજી ઉર અર ભકની વારો દુખડાં અંતર જામી.
અમ દુખડાં અંતર જામી તુમ સુરવર પતી નિ:કામી;
દાદ સ્વીકારો વિઘન વિદારો વિભુવેદવામી વામી વામી. ભવી.
કરમ કુટિલ કંચન અને કામાં વસ પડીયો વિસરામી.
ભરમ ભુમહીં ભરપુર વિધવિધ છે તારજો નીરમળ નામી,
સુત તારજો નીરમળ નામી, જગમાં જશ કીરતી જામી;
આવ્યો ચરણે પવીત્ર થાઉ પાય પુજન પામી પામી પામી. ભવી.

અમર અમર પતી નરવર કરતા, સેવ મોક્ષનાં ગામી;
જગતાત જાતપર દયા દ્રષ્ટી કર, ખોળ નહીં મુજ ખામી;
વિભુ ખોળ નહી મુજ ખામી, દીન તારતાર સીવગામી;
નેહધરી નીરભય નિસીદીન નમે સ્નેહે શીસનામી; નામીનામીભાવી

રેનાં બોલો આવી વાત. રાગ.

સંભવ સુખકારી સાહીબા (૨) કરૂ શરણ હું તારૂ રે. સંભવ.
કિયા કરમ કુટિલ ખંડિત, લિયા મોહ દ્રોહ સબજીત;
વરી સીવ સુંદરી ધરી પ્રીત, વરી સીવ સુંદરી ધરી પ્રીતરે. સુ.
આ સંસાર અશારમાં, સારે એક સરદાર;
દુર્લભ તુજ દેદારમે, દેખ્યો જગદાધાર.
રખડી આવ્યો જગશાન, કર સાહી હવે ભગવાન;
કરે નિરભય પ્રભુ ગુણગાન, કરે નિરભય પ્રભુ ગુણગાનરે. સુ.

પામ્યો પામ્યો. પદમણી. રાગ.

વારી વારી વિભુ ભય વારીહો, જીનરાજ જગત ઉપગારી.
મોહનગારી સુરત રસીલી, મુજમન મંદીર છેલ છબિલી;
રે જો સદા રંગ ધારીહો. જીન. વારી.
અહોનીસી આનંદધરી ગુણગાઉ શકતી નહી પણ ભકતીથી ભાઉ
પાઉ હું પ્રેમ અપારીહો. જીન. વારી.
પ્રભુ ગુણની ગણનાં કરવાને. મતિ રતિ આચળ વિચારવાને
કહે નિરભય મમહારીહો. જીન. વારી.

હુમસ્તાન પ્રેમની રાગ.

મનમદાંધ માનીને મુક મારૂ તારૂ રે,
મારૂં તારૂ રે મુરખ મુક મારૂં તારૂ રે, મન મદાંધ
જર જમીન જગતમાં છે જાણુંખારૂ રે,

તન તરૂણુ તાતકે તનયા ન તારૂં રે;
છે ન તારૂં રે અંતે અળગું થનારૂં રે, મન મદાંધ.
ભ્રાત ભગીની ભામીની જનંની જગ જંજાળ,
સઠ શીર થઇ શરદાર સું સુતો જાએ કાળ;
ઉઠ ઉઠરે ભવિભવ વારનારૂં રે,
રટ સદા રસનાં વડે પ્રભુ નામ પ્યારૂં રે
નામ પ્યારૂં રે જીવીત નિરભય થનારૂં રે, મન મદાંધ.

## ચુકી ચતુરા ચંચળ થઇને એ રાગ.

મુરખ મન માન છે સુખકારી, અરજ મારી લે ઉર ધારી,
વીકટ વસુધા વિશે ભારી, કુમત નારીની તજ યારી. મુરખ.
દુખદ ભવસાગરે ભમીયો, સુખદ શીવસંગ નવ ગમીયો;
મુદથી માયાને સ્વીકારી, અરજ. મુરખ.
પુરણ ધરી પ્યારને પેખી, અપરદારા દ્રગે દેખી,
નહી છબી નાથજી તારી, અરજ મુરખ.
જીવીતરૂપી જાળ રહી થોડી, તદપી મમતા નહી મોડી;
ચેતન અબ ખોળ જવાબારી અરજ. 'મુરખ.
જગત પ્રતી પાલને ભજીને, રીપુ વસુ દુરથી તજીને;
સજો પ્રભુ સેવના સારી, અરજ. મુરખ.
છગન સુત સ્નેહથી સેવા, કેસવ કરતો શદાદેવા;
મુગતી મેવા દો ભય વારી, વિનતી નિરભયની સ્વીકારી.



## આવો કુમકુમને પગલે એ રાગ.

શ્રી શાંતિજીનેશ્વર સ્વામી, છો શીવરમણીના કામી,
ચરણે મૃગ લંછન સોહે, દેખી ભવિ જન મન મોહે; શ્રીશાંતિ
જેથી ઇતિ ઉપદ્રવ જાવે, તેથી શાંતિ નામ તુજ પાવે. શ્રીશાંતિ
તુમે ઘાતિ કર્મને કાઢી, કેવલ શ્રી અવિચલ રાખી. શ્રીશાંતિ
પ્રભુ વિજય મુકિત પદ પામ્યા, જીહાં જન્મ જરા દુ:ખ વામ્યા
હવે તાર તાર મુજતાર, કહે મોહન કમલનો બાલ. શ્રીશાંતિ

## વટ સાવિત્રી એ રાગ.

સેવો સેવો સુગુણ નર આજ શાંતિ કરવાને,
પ્રભુ શાંતિ નાથ મહારાજ અઘ સહુ હરવાને,
નમી પાય કમલ જીનરાજ કર્મ ઉધરવાને;
ધરૂં ધ્યાન સદા દિલમાંહી કુમતિ હરવાને,
સાર્થ પતિ છો શીવપુર તણાંરે,
માગીએછે એટલું આજરે, અમને સંસાર અટવીથી તારીએ
એ અટવી બહુ દુ:ખદાઇ છે, તીહાં વલી લોભ રૂપ ખાઇછે
ક્રોધ દાવાનલ ભાઇરે, સાવધાન થજો સહુ
એ અટવી ઉતારણ હારા, શાંતિનાથ પ્રભુછે મુજ પ્યારા;
મોહનને સુખકારારે, સાવધાન થજો સહુ. સેવો.

## ભેખરે ઉતારો એ રાગ.

મન મોહન પ્રભુ પાસજી, સુણ જગત આધારજી,
શરણે આવ્યોરે પ્રભુ તાહરે, મુજ દુરિત નિવારજી મનમોહન
વિષય કષાયના પાશથી, ભમીઓ કાલ અનંતજી
રાગ દ્વેષ મહા ચોલટા, લુંટયો ધર્મનો પંથજી, મનમોહન.

પણ કાંઈ પુરવ પુન્યથી, મલીયા શ્રીજીનરાજજી
ભવ સમુદ્રમાં બુડતાં, આલંબનજીમ ઝાજજી, મનમોહન
કમઠે નિજ અજ્ઞાનથી, દીધાં દુઃખ બહુ જાતજી;
ધ્યાના નળ પ્રગટાવીને, કીધો કર્મનો ધાતજી, મનમોહન
જ્ઞાન વિમલથી દેખીયું, લોકાલોક સ્વરૂપજી
વિજય મુક્તિ પદ જઇ વર્યા, સાદિ અનંતચિદ રૂપજી, મન
તે પદ પામવા ચાહતો, કહે કમલનો દાસજી,
મનમોહન પ્રભુ માહરી પુરજ્યો મનની આસજી, મનમોહન

## અંતર લાપીકા.

અજીતજીનંદ શું પ્રીતડી. એ રાગ.

શ્રીઆદી જીનેશ્વર સાહેબા,
કરૂણા કરી હો મુજ વિપત વિદારકે,
મદન રહિત મન મોહનાં;
લહું મહીમા હો એક આપ આધાર. શ્રી.

વિશ્વ વિશે વસુ વેદ છે.
જગતારક હો રિપુ મુજ મહા ક્રૂરકે
અરજી અવધારી ઉરે,
જીનરાજજી હો કરજો તસદુર. શ્રી.
પરમાતમ પરથમ પ્રભુ,
નર નાયક હો કરૂં સેવ સદાયકે;
યાચક આવ્યો આશરે,
સહી સંકટ હો સીરપર બહુ તાય. શ્રી.
મુરખ મન મુંઝાય છે,

નિરભયતસ હો કરો તાત કૃપાલકે;
રાત દીવસં અભી ધાનને,
જપું નેહથી હો કાપવા જગજાલ. શ્રી.

## ઉપરીયાળા શ્રી આદીનાથનું સ્તવન.

### સાંતી પ્રભુ વીનંતી એક મારીરે એ રાગ.

શ્રી આદીશ્વર મહીમાં ભારીરે,
ધરો ભાવ શકળ નરનારીરે;
રહો ધ્યાન હૃદયમાં ધારી, ભવી તુમે ભાવથી જીન વંદોરે,
મમતા માયા પરી હરીયેરે } જેથી હોયે શીવ સુખકંદો—ભવી
વિવેકથી શીવ સુખ વરીયેરે }
જગ તાત સ્તવન ચીત ધરીયે—ભવી જેથી ભવી.
યતનાં કરીયે જીન ઘરમાંરે,
જીવ દયા ધરી બહુ મનમાંરે,
મહા મોહને હણીયે ક્ષણમાં—ભવી જેથી ભવી.
હાવ ભાવ ધરી ગુણ ગાશેરે,
રાય રંક સકળ સુખી થાશેરે,
જગ જાળ જંજાળ કપાશે—ભવી જેથી ભવી.
આપ ઉપરીયાળામાં છાજોરે, પ્રભુતાથી પુરણ રાજોરે,
વૃદ્ધી ધર્મનિ વલભ થાજો—ભવી જે. ભવી.

### જગજીવન જગવાલહો એ રાગ.

શ્રી આદીજીન સાહીબા આદી અરીહંત આપ લાલરે,
કીજે કરૂણ સુતપરે, ભવ ભય ભાવટ કાપ લાલરે. શ્રી આદી.
રખડયો ભવસાગર મહી, તાર તનુજ કીરતાર લાલરે;
તીહુવન તાત તમો વિભુ, સકળ ભવીક હીતકાર લાલરે. શ્રી આદી.

વીશ્વપતી વસુધા વિશે, ક્રોધ મોહાદીક ચાર લાલરે;
જરદારા નીરખી દ્રગે, વસી પડીયો હું ગમાર લાલરે. શ્રી આદી.
યમ રાજન સુભટ મહા સુરવીર સીર સરદાર લાલરે;
જીત્યો જગ સમરાંગણે સાય કરો સુખકાર લાલરે. શ્રી આદી.
મન મોહન પાતોક હરો પામર પ્રભુજી પાળ લાલરે;
હાજર રહું ચરણો વીશે નીસદીન સેવક ન્યાળ લાલરે. શ્રી આદી.
રાજ સુખદ સીવપુરનું આપી સફળ કરો કાજ લાલરે;
જગતારક ગુરૂ ધર્મનાં શીષ્ય મંગલ સીરતાજ. લાલરે. શ્રી આદી.

## ભોયણીમાં શ્રીમલ્લીનાથનું સ્તવન.

### આદર જીવ ક્ષમાગુણ આદર. એ દેશી.

શ્રી મલ્લિજિનવર જયકારી, આશ્રવ દ્વાર નિવારીજી,
મહામોહ મલ્લમુલ સંહારી, કેવલ કમલા ધારીજી. શ્રી ૧
કારક ચક્રવડે કરી શ્રીવરી, આપ સ્વરૂપ અશેષાજી;
અનંત ચતુષ્ક ગુણોઘ વિલાસી, અર્ચનીય સુવિશેષાજી. શ્રી ૨
ભવભય ભંજન ભગવન્ ભવતુ, મમ વિઘ્ન હરણાયજી,
તુમ સરણે હું આવ્યો દોડી, કરજોડી જિનરાયજી. શ્રી ૩
જે વર્ષે પ્રભુ અત્ર પધાર્યા, સેવક પાવન કરવાજી,
તે વર્ષે હું જન્મ લહીને, તુમ સરણા અનુસરવાજી. શ્રી ૪
પણ સાહિબ તેં મુજ અવગુણીને, દુર વિસારી દીધોજી,
મુજ ભક્તિમાં ખામી જાણી, કરૂણા ભાવ ન કીધોજી. શ્રી ૫
મહિર નજર કરી આજ પ્રભુજી, બોધિ બીજ શુદ્ધ આપ્યુંજી,
દેવ દયાલા દર્શન આપી, દર્શન મોહ ઉત્થાપ્યુંજી. શ્રી ૬
તુમ સેવા બિન સંકટ વેઠયા, કહેતાં પાર ન આવેજી,
ભક્તવત્સલ હવે તહારે સરણે, રહેતાં આનંદ થાવેજી. શ્રી ૭
સહુ અપરાધ ઉવેખી સાહેબ, અમિય નજરે નિહાલોજી,
સાગર સમ ગંભીર થઇને, અપનું બિરૂદ સંભાલોજી. શ્રી ૮

માારૂં મન બહુ ભટકી ભટકી, આપ સમીપ ઠર્યું છેજી,
ત્હારો ગતિ પ્રભુ તુંહી જાણે, મ્હારી ગતિ પ્રભુ તુ છેજી. શ્રી ૯
આજથી પુર્વે જે તુમ નિંધા, કંઇ અપરાધ મ્હેં કીધુંજી,
સંઘ સકલની સાખે સાહેબ, મિથ્યા દુષ્કૃત દીધુંજી. શ્રી ૧૦
કિંબહુના વચ્મિ વિબુધાર્ચીત, કૃતાર્થો સ્મિલબ્ધજી,
દર્શન મપ વર્ગ તરૂબીજં, તવ દ્રષ્ટં નિરવધંજી. શ્રી ૧૧
ધનજિન શાસન પાપ વિનાશન,ધન્ય તપો ગણ ધન્યજી,
ધન્ય ગણિ ધન્ય સત્ય વક્તામુનિ, સંઘ ચતુર્ધા ધન્યજી. શ્રી ૧૨
શ્રી ભોયણીજી ભુવનો ઘોતક શ્રી મલ્લિ જિનરાયાજી;
ધન્ય આજ હું આપ કૃપાથી, દુર્લભ દર્શન પાયાજી. શ્રી ૧૩
શ્રી મલ્લિ જીનરાજ સમીપે, વસુશર નિધિ શશિ વરષેજી,
પુર્વે પુન્યો દયે સંજમ લીધો, માઘવદ પંચમ દિવશેજી. શ્રી ૧૪
ચરણ સરણ ગ્રહી ભક્તિ કરૂં હું, ધ્યાન ધરૂં અહોનીશજી,
મુજ સજમ ગુણ વૃદ્ધિ હોજો, હું માંગું જગ દીશજી. શ્રી ૧૫
તરણ તારણ ગુરૂ ધર્મ વિજયજી, તસપદ પંકજ વાસીજી.
જય જય શ્રી મલ્લિ જીનવરજી, કહે રત્ન વિજય સુવિલાસીજી શ્રી ૧૬

## ત્રીભંગીછંદ.

જયલોક દિવાકર જ્ઞાનસુધાકર ગુણ રત્નાકર જીતક્રોધા,
ઉપકાર અપારા કૃતનિસ્તારા ભવ્ય જનાનાં કૃતબોધા.
સુરનરકૃત પુજા જ્ઞાનનિકુંજા દેવ ન દુજા તુમ જૈસા,
અબ હમને તારો પાર ઉતારો સરણે તારો અબલેશાં. ૧

## સિધગિરિ ધ્યાવો ભવિકા. એ રાગ.

એ તીરથ વંદો પ્રાણી એ તીરથ, પુર્વ સંચિત સહુ પાપ નીકંદો. પ્રાણી
અક્ષય પદરમા પ્રાપ્તિ જો ઇછો, તો તમે તીરથ વંદન પ્રીછો; પ્રાણી. ૧
ઉપરીઆળા ઉત્તમ સ્થાને, દરશન દીધા શ્રી ભગવાને. પ્રાણી
મુળ નાયક શ્રી નાભી કુલ મંડન, ભકત જનોના દુરિતવિખંડન; પ્રાણી. ૨
સર્વ અમોહિત દાયક સ્વામી, આત્મ રમણ પ્રભુ છો બહુ નામી. પ્રાણી.
ધ્વંસિત દુષણ જગત વિભુષણ, ધ્યાયક નરનાં દુખ વિખંડન; પ્રાણી. ૩

દર્શન પુજા ભાવના ધ્યાને એ છે મુક્તિના આદિ નિદાન પ્રાણી.
વિરમગામથી સંઘ ચલાવે સંઘવી હકમચંદ નથુ કહાવે; પ્રાણી. ૪
પન્યાસ પદ્ધર પવિત્ર આચારી, કમલ વિજયજી છે સુખકારી. પ્રાણી.
ધર્મવિજય ગુરૂ ધર્મોપકારી, સુવિદિત ગુણ નાધિ વિગતા હંકારી; પ્રાણી ૫
ઇત્યાદીક મુનિવર પરીવાર સાધવી, શ્રાવક શ્રાવિકા સાર પ્રાણી.
ચઉવીહ સંઘ સહુ ઉત્સાહ ધરતો પ્રભુ દરીશન કરી પાતિક હરતો; પ્રાણી. ૬
ફાગણ સુદી તીથી અષ્ટથી સાર, ભેટયા ભાવે શ્રી જગત આધાર પ્રાણી.
કૃપા પયોનીધિ મુર્તી નિહાળી, ભવ પરંપરા આપદ ટાળી; પ્રાણી. ૭
અહો અક્ષરાતીત તુજ દરશન કીધું આજે અપુર્વ લાભ મેં લીધું પ્રાણી.
આજે ઉપાધી પયોદધી તરીયો, મોહ મહીપતી ખંચિત ડરિયો. પ્રાણી. ૮
ભવોભવ સેવા ચરણની હોજો, જેથી ઉતરશે પાતીક બોજો પ્રાણી;
જે પ્રભુ નીરખી ઉલસીત થાય, આસન્ન સીધી જીવતેહ ગણાય. પ્રાણી. ૯
જે તુજ દેખી દ્વેષ ધરે છે, સકળ ગુણોની હાની કરે છે પ્રાણી.
અહો અહો પ્રભુ સગતા સીધું, નિસ્કારણ તું ત્રીભુવન બંધુ. પ્રાણી. ૧૦
વંદન નમન પુજન ભેદ, ટાલે ભવોભવ સંચીત ખેદ પ્રાણી.
જેજન જીનવર ભક્તિનો રશીયો, તેહ ભાવીક નર મુક્તિમાં વસીયો. પ્રાણી ૧૧
ભકિતએ મુકિતનું આદિનીદાન, એમ કહેછે સુત્ર ભગવાન પ્રાણી.
સુકલ પક્ષીને ભકિત છે પ્યારી, કૃષ્ણ પક્ષીને લાગે એ ખારી; પ્રાણી. ૧૨
જે તુજ ભકિતમાં છે લયલીન, તેના દુખડા થાયછે ખીણ પ્રાણી.
પ્રભુ ભક્તિરસ વર્ધીત થાય, તેથી જીનવર પદ લેહેવાય. પ્રાણી. ૧૩
શાંતી મતી ચીદાનંદ મયમુરતી દીઠી અત્યુ તમ સાહિબ સુરતી પ્રાણી.
નખ શીખ નીરખી હદય ઠરે છે, પુર્વ પાતિક સહુ દુર પડે છે. પ્રાણી. ૧૪
અહો, અહો, શી સાહેબી તારી, કેમ કહી શકે તુચ્છ મતિ મારી પ્રાણી.
ધર્મ વિજય ગુરૂ પદકજ ભકત, રત્ન વિજય કહે પ્રભુ ગણેરકત. પ્રાણી. ૧૫

**હરીગીત.**

સુભ સાલ અઠાવન તણી, વળી ઓગણી ભાવે ભણું
ગુણવંત માસ વસંત, ફાગણ અષ્ટમી સુદ તીથી ગણું
વળી શોમવાસરને દીને, સુખ સર્વને વર્ત્યું ઘણું
પ્રભુ દર્શ લઇ નિરભય વદે, સર્યું કાજ રત્ન વિજય તણું

## દુહા.

બુધિ બલે સુખ સંપજે, ધર્મે શિવ સુખ હોય
જયકારી જિન ભકિત છે, ન કરો શંકા કોય. ૧ શ્લોક
શિવ સ્થાનં સમુત્થાનં, રોધ ક્રોધાસુરં સદા;
વસ્તુ ધર્મ વિચારજ્ઞં, તં વદે ગણિપુંગવં. ૨ તોટક
સમતા ગુણવંત સુધૈર્યધરા, ધન ધામપરી ગૃહ દુર કર્યા
રહિ સંજમ ધ્યાન ઉદારગુણે, મનથી દરરોજ સુબોધમુણે ૩
વિધિ પુર્વક સુત્ર પ્રબોધકરે, જગમાં જિન માર્ગ પ્રકાશ કરે
યમભીતિ તમામકરેઅલગી, જીન ધર્મવિષે સ્થિર રૂહે લગી ૪
(હરિગીત) મહાવીર સાસન ગગન મંડન સુર્ય સમમુનિરાયછે,
હામ ધરી સુભ કામ કરતા ધર્મ વૃદ્ધિ સ્હાયછે.
રાત દિન ઉપકાર કરતા પાપ હરતા પ્રાણિનાં
જગતમાં વિસ્તાર કરતા, શ્રી જિનેશ્વર વાણિનાં ૫
નેમ પ્રેમ નીરોગતાની વૃદ્ધિ હોજો સર્વદા,
વંચનાદિ દોષ સકલં યાતુ દુરં સર્વદા,
બન મેણિકત્રી ભખન હિડ કડી પાલતબ અડલેહઓ
નામઓ રયણાઇ વિજયો ઇચ્છઇ સિવઠાણયં. ૬

## પાર્શ્વ સંખેશ્વરા. રાગ.

રૂષભ જીન દેવ તણી શેવ સુખકર સદા, સારીયેસ્નેહથી સકળ પ્રાણી;
દેવનાં દેવ દુખ સાગરે રઝળતાં, તારીયે તાત દીનદાસ જાણી. રૂષભ.
પતીત પાવન પ્રભુ પતીત પાવન કરો, તનુજને એક આધાર તારો;
અમરપતી આજ અમદુરીત સહુ દુરકરી, વેરી વસુધા વીશે વેદવારો. રૂષભ.
મનમધુકર સદા મુદ ધરી ઉર વીસે, રહે શદા પાદ પદ્મે તમારા;
સુદખ સીવસાહ્યબા, દુખદ સંસારથી, તારજો તાતજી, પ્રાણપ્યારા. રૂષભ.
ભવ દવે દાઝીયો બાઝીયો મદનને સદનને સર્વ સુખકાર જાણી;
નવ ગૃહ્યો તાત તુજપાય પલ્લવ ફરે, પરણીયો પ્યારથી કુમતરાણી. રૂષભ.

કથન કરૂં કેટલી મુખ થકી મુજ કૃતી, મતીઅતી ઉરવીશે અબ મુંઝાએ;
પાગાંમો સીરવાંસે મોહખંજર તણો, ઘા જબર તે હવે શે રૂઝાયે. રૂષભ.
જગત આધાર કીરતાર કરૂણા કરી, ઉરવાંસે અર્જ આ અમ સ્વીકારો;
તરણુ તારણુ વિભુસરણુ સુભ ધર્મનું પ્રમોદને આપીને કષ્ટ વારો. રૂષભ,

## નેમ રાજુલનો સંવાદ.

હલકો હાંકોને સ્વામી હાથીયો હોલાલ, હું આવું તુમારી પાસરે નગીના નેમ
ત્યારે તમે ત્યાંથી ચાલજો હોલાલ, મુજને મળવાની ઘણી હાંશરે નગીનાનેમ હ
ભેગા થઇને મુજને ભાવથી હોલાલ, વળતી વનમાંહે જાવરે નગીનાનેમ
તોરણથી શું પાછા વળો હોલાલ, ભંગ કરીને ભાવરે નગીનાનેમ. હલકો
દયા જાણી ત્રીયંચની હોલાલ, તેવી જાણી મુજનાથરે નગીનાનેમ
આશા પુરણ પાડો આસમે હોલાલ,હેતેગ્રહીને મારો હાથરે નગીનાનેમહલકો
દયાળ થઇને દીલમા હોલાલ, દૂર કરો મારૂં દુખરે નગીનાનેમ
હુંશ ઘણી છે હૈયા વીશે હોલાલ, તુમ શું ભોગવવા સુખરે નગીનાનેમ હલકો
પોકી ચતુરાં તીહાં ચોંપથી હોલાલ, કરતી અતી ઉચાટરે નગીનાનેમ
આગળ આવી ઉભી રહી હોલાલ, રોકી રશોલાની વાટરે નગીનાનેમ હલકો
પકડી કરને કોડે કરગરે હોલાલ, જુવંતી જોડીને હાથરે નગીનાનેમ
અપરાધ શો અબળા તણો હોલાલ, નકી કહો તમે નાથરે નગીનાનેમ હલકો
કહું માનું નહિ કોઇનું હોલાલ, જ્યારે તમે જદુરાયરે નગીનાનેમ
ત્યારે પડયું મારે આવવું હોલાલ, એકલા ચાલીને પાયરે નગીનાનેમ હલકો
રાખોને રાજવી માહરો હોલાલ, આવ્યા તણો ઇતબારરે નગીનાનેમ
ઘણી થઇ વાતો ગામમાં હોલાલ, કહું શું વારંવારે નગીનાનેમ હલકો
પરણોને પેઉ પાછા વળી હોલાલ, અંદેશો તજી ઉરરે નગીનાનેમ
દીનદારા દુભવો નહી હોલાલ, ઝક જાવા દો જરૂરરે નગીના નેમ હલકો
ના કેતા નહિ થાય છુટકો હોલાલ, કરજોડીને કહું કંથરે નગીનાનેમ
ઝાજુ કરો તો જાદવપતી હોલાલ, આપુ નહી જાવા પંથરે નગીનાનેમ હલકો
આઠ ભવની પીયુ પ્રીતડી હોલાલ નવમે ભવ તજી નારરે નગીનાનેમ
ગિરિ ગિરનારપર પામીયા હોલાલ ધર્મપસાયે ભવપારરે નગીનાનેમ હલકો



આદીજીણંદસું પુરણ લાગી પ્રીતડી. ગુણગાવા મુજ હૈડે હર્ષ ન માયજો,
ગુણગાતા મુજકર્મ હણાયે આકરાં. ભવોભવનાં સહુ સંકટ દુરપલાયજો;આ.
સવારથ સીદ્ધેથી ચવીરે સાહીએ,વદ ચોથે મરૂદેવી કુખ ઉપન્નજો,
ચૈતરવદી આઠમદીન પ્રભુજીજનમીયા,જગતારકજીનુ સુખકર ચૌદસુપન્નજો;આ.
દેવ દેવી સહુઆવ્યા હર્ષીત થઇ ઘણું,જન્મ મહોત્સવકરી નંદીશ્વર જાયજો.
દીનદીનવાધે કલ્પલતાજ્યમ અતીભલી, તીમજીનજીથયામોટાસુખઅતીથાયજો.
ચૈત્રવદી આઠમ દીન સ્નેહ ધરી ઘણો. સંયમ લીધો અતી મોટે મંડાણજો.
ચાર સહસ્ર પ્રભુજી સાથે સંજમી, વિશ્વવીસે વિચરે મુનીવર ગુણ ખાણજો; આ
ગોચરીયે પ્રતીદીન પ્રભુજી જાતાંછતાં, પણનમલે શુદ્ધ આહાર પુરવ અંતરાયજો;
વરસ દીવસ ઝાઝેરે શ્રેયાંસ રાયને, જાતીસ્મરણ તણું જ્ઞાન તે ઉત્પન થાયજો.આ.
પુરવ ભવ સાથે વાહ સંભારતાં, હુઆ શ્રી પ્રથમ જીણંદ મહારાજજો;.
એક સતકને આઠ ઇક્ષુરસે ઘટભરી, દાન દીધુ પ્રભુને સહુ સીધ્યા કાજજો.આ.
વૈસાક સુદી ત્રીજે જીનજી પારણું કરી, પૃથ્વી પાવન કરતા આવ્યા નાથજો;.
શ્રી સીધ્ધાચલગીરીપર પ્યારધરી ઘણો,-કરવા આવ્યા શીવ સુંદરીનો સાથજો.આ;
મહાવદી એકાદસી દીન ઘાતી ક્ષય કરી, જીનજી પામ્યાં કેવલ રત્ન શ્રીકારજો.
પોસ તણી વદી તેરસદીન શીવ સુંદરી, વરીયા વાલમ પુર્ણ ધરીને પ્યારજો.આ
આપ તર્યા સેવકને તારો નાથજી, મહેર કરો મનમોહન વીનવું આજજો;
વૃદ્ધી ધર્મની ભવોભવ સેવકને થજો, જેહથી થાયે ભક્તી સદા સુભ કાજજો.આ.

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનું સ્તવન.

શ્રીશંખેશ્વરપાસ સુણો વીનતી ખરી આવ્યોછું હું આજ આસામોટી ધરી;
લાખચોરાસી જીવાયોનીદ્વારા ભમ્યો તેમાંહી મનુસજન્મ અતીશય દુક્કરો
તે પણ પુરવ પુન્યપ્રભાવે અનુભવ્યો તો પણ દેવગુરૂ ધર્મ ન ઓલખ્યો;
શું થાસે પ્રભુમુજ તુજ કરૂણાવીના રઝલ્યો રાંકની પેરેપામ્યો વીટંબના;
નદિધુંસુદ્ધદાન સુપાત્રે ભાવથી ન પાલ્યું વલી શીલ વીલંબ્યો કામથી;
તપતપ્યો નહી કોઇ આતમને કારણે સુંઝાઝુ કહુંનાથ જાવું નર્ક બારણે
કીધા જેમે કુકર્મ જોતે વીવરી કહું તો લાગે બહુવાર ભજન કયારે કરૂં
પુર્વવિરાધક ભાવથીભાવ નઉલ્લસે ચારીત્ર ડોલ્યું નાથ કરમ મોહનીવસે
ક્ષીણક્ષીણમાં બહુવારપ્રણામનીભીન્નતા તેજાણોછો માહારાજમારીવિકલ્પતા
નહી ગુણનોલવલેશ જગતગુણી કહે તેસુણી મારૂંમન હર્ષે અતી ગહગહે
માગુંદીન દયાળ ચરણતણી સેવનાં હોજો વૃદ્ધી ધર્મની ભવોભવ ભાવના.

# અગાઉથી આશ્રય આપનાર આર્ય બાન્ધવોનાં અભિધાનોની યાદી.

૧૨૫ શ્રી જૈનધર્મવિજય પુસ્તકાલય ૧૦૧ શ્રી ઉપરીયાળાની ટોળી તરફથી શેઠધરમશીગણુજી. ૨૫ દોસીહકમચંદનથુભાઇ ૧૦ ગાંધી કચરાભાઇ કસ્તુરભાઇ ૧૦ ગાંધી વાડીલાલ હઠીસંગ ૫ વકીલ મણીલાલ હઠીસંગ ૫ વકીલ રતનચંદ મુલચંદ ૫ શાહ વાડીલાલ તલકશીભાઇ ૫ શાહ ખેતશીભાઇ છગનલાલ કરાંચીવાળા ૨ શા પુરસોતમ લાલચંદ ૨ વોરા પોપટલાલ કસ્તુરભાઇ ૨ શા ધનજીભાઇ દેવશીભાઇ ૨ ગાંધી દોલાભાઇ સવચંદ ૨ શાહ ઠાકરશી સાંકળચંદ ૨ શા જેમલસુખલાલ ૨ કપાસી અમૃતલાલલાડકચંદ ૨ શા વીરચંદછગનલાલ ૧ શેઠ લલુભાઇમાવજી ૧ શા રંગજીપીતામર ૧ શા ઉમેદભાઇઅમથાભાઇ ૧ શાહ કાલીદાસ નથુભાઇ ૧ શા મકાભાઇ હઠીસીંગ ૧ શા છોટાલાલજેઠાદાસ ૧ શા વેલશીભાઇ હેમચંદ જીનવાળા ૧ ગાંધીમગનલાલ પરભુદાસ ૧ ગાંધી પોપટલાલ સાંકળચંદ ૧ ગાંધી નાથાલાલ તેજપાળ ૧ ગાંધી ત્રીભોવન રતનશી ૧ ગાંધી વાડીલાલ કચરાભાઇ ૧ ગાંધી બકોરમાવજી ૧ ગાંધી અમરશીરતનશી ૧ શા મણીલાલ તલકશી ૧ શા પાનાચંદ અમૃતલાલ ૧ શાહ ધનજી માણેકચંદ ૧ શા ડાહ્યાભાઈ હરગોવન ૧ શા ખોડીદાસ કસલચંદ ૧ શા ત્રીભોવન મેઘજી ૧ શા ધનજીભાઇસવચંદ ૧ શા મોહનલાલમનોરદાસ ૧ મગનલાલ લવજી ૧ શા જગજીવનઘહેલાભાઇ ૧ શા મણીલાલકેશવજી ભોજવાવાળા ૧ શા ચીમનલાલ ખેતશી ૧ શા ચુનીલાલ સાંકળચંદ ૧ શા મણીલાલનથુભાઇ ૧ શા જયચંદ નગીનદાસ ૧ શાહ મણીલાલ વરવાભાઇ ૧ શાહ હકમચંદ અમરચંદ ૧ શાહ ચુનીલાલ મોતીચંદ ૧ શાહ મકાભાઇ લલુભાઇ ૧ શાહ ઉમેદભાઇ ડાયાભાઇ ૧ શાહ નગીનદાસ ગીરધર ૧ શાહ ચુનીલાલ ડાયાભાઈ ૧ શાહ સબુર (ઓત્તમ) ગણુજી ૧ શાહ છોટાલાલ પુરસોતમ

૧ શાહ અમ્રતલાલ તેજપાળ ૧ દોસા મણીલાલ વખતચંદ ૧ મોદી મણીલાલ હેમજી
૧ દોસી ગુલાબચંદ જુઠાભાઇ ૧ કપાશી જીવણલાલ હીરાચંદ ૧ વોરા નાથાલાલ છગનલાલ
જખવાડીયા ૧ સંઘવી ચીમનલાલ કલ્યાણજી ૧ શા મફાભાઇલકરશી ૧ સંઘવી ધરમશીહઠીસીંગ
૧ સંઘવી મોહનલાલ પીતામર ૧ શા જમનાદાસકેવળદાસ ૧ શા મોહન જયચંદ ૧ શા
દીપચંદલાલચંદ પટની ૧ શા શીવલાલ ઉકમસી ૧ શા લલુભાઇ મુલચંદ ૧ પારેખ અમુ
લખ હરજીવન ૧ શા સુંદરજી માધવજી ૧ શા સુખલાલ મેઘજી ૧ શા બાલુભાઇ માણેકચંદ
૧ શા ગંગારામત્રજલાલ ૧ શા ત્રીકમ ઘેલાભાઇ ૧ શા મોહનલાલલલુભાઇ ૧ શા મણીલાલ
મગનલાલ ૧ પારેખ ગીરધરજસરાજ ૧ દોસી મણીલાલવખતચંદ ૧ શા પ્રેમચંદનરસીદાસ
૧ વોરા ડોસાભાઇ લાલચંદ જખવાડીયા ૧ વોરા મણીલાલ છગનલાલ જખવાડીયા
૧ સોની નરસીદાસ મોતી ૧ શેઠ અમુલખ માલજી સીથાવાળા ૧ શેઠ મહાદેવ ધરમચંદ
૧ શેઠ દેવચદમાધવજી સીથાવાળા ૧ શા વાડીલાલ ગોવનજી ૧ શા આશારામમગનલાલ
૧ દોસી નાથાભાઇ ધનજી ૧ સાહ નાથાલાલ ચતુરલાલ ૧ સાહ મુળચંદ પરભુદાસ
૧ મહેતા મણીલાલઘેલચંદ છનીયારવાળા ૨૬ શા મફતલાલ માણેકચંદ મારફત ૧૦ શા મગ
નલાલ વખતચંદ ૨ વોરા જગજીવન કસ્તુરચંદ ૨ ભાવશાર કેવલદાસરણછોડ ચલોડાવાળા
૧ માસ્તર અમ્રતલાલ તેજપાળ ૧ સંઘવી સુરચંદ હરચંદ ૧ સા કેશવલાલ હરજીવન
૧ સંઘવી પોપટલાલ નગીનદાસ ૧ સંઘવી મણીલાલ મુલચંદ ૧ સાહ ગોકાભાઇ ડુંગરસી
૧ ભાવસાર મોહનલાલરંગજી ૧ ભાવસાર દીપાભાઈ વાલા ૧ ભાવસાર રણછોડભાઇ પુજાભાઇ
૧ પટવા મણીલાલ વખતચંદ ૧ સા ડાયાભાઈ ભુદર. માંડલવાળા ૧ વોરા વાડીલાલ ચતુર
૯ શ્રી જૈન ધર્મ વિજય પુસ્તકાલયનાં -મુ-ક-કુ- મારફત ૧ વોરા વાડીલાલપુરસોતમ ૧ સા કેશવ
લાલ છગનલાલ ૧ સા ઉજમસી ખેમચંદ ૧ કોઠારી ડોસાભાઇ જસરાજ ૧ સાહ મણીલાલ

મોહનલાલ ૧ સા પોપટલાલ હરખચંદ ૧ સા દામોદર લલુભાઇ ૧ સા મંગલદાસ કેશવજી ૧ સા દેવશીભાઇ કમળસી ૧ સા હખેતસી મેઘજી ૧ સા ખેમચંદ ગોવનજી **મહુવા** ૫ મુનિ શ્રીધર્મવિજયજી જૈન લાયબ્રેરીનાં સેક્રેટેરી સાહ ગોપાલજી ગુલાબચંદ શ્રી જૈનધર્મ વિજય પુસ્તકાલયનાં મુ-ક-કુ—મારફત **ભરૂચ** ૫ સા લખમીચંદ અમોચંદ ઝવેરી વિરચંદ ધરમચંદ મારફત **માંડલ** ૧ સા હરખચંદ દેવચંદ ૧ વોરા રાયચંદ ભવાન આસા મગન મારફત **દેકાવાડા** ૧ સા કેશલાલ મલુકચંદ ૧ સા ડોસાભાઇ હેમચંદભાઇ શ્રી જેઠાલાલ મારફત **ઉપરીઆળા** ૧ સા શંકરલાલ પાતામર ૧ વોરા કસ્તુર હીરાચંદ ૧ વોરા ધરમશી પુરસોતમ ૧ સા મેગજીભાઇ રંગજી **લખતર ૧** સા પોપટલાલ હરખચંદ સા ગંગારામ વૃજલાલ મારફત **ધણાદ** ૧ સા ટોકરસી ડાયાભાઇ ગં. વૃ. મા. **કલેઢાણુ** ૧ ફુલચંદ બંડુચંદ ગુજર ચીમન કલ્યાણજી મારફત **સમી** ૧ સોભાગ્યચંદ વસ્તાચંદ **લાલીયાદ** ૧ સા દલીચંદ જીવણલાલ **બલદાણા** ૧ સા સુખલાલ ઝુંઝાભાઇ **સરખેજ** જોસી મોહનલાલ ફુલશંકર નિવાસી ધાંગધરા **અમદાવાદ** ૧ સા લાલચંદ પ્રેમચંદ **નરોડા** ૧ સા માણકલાલ મુલચંદ **કુકવાવ** સા દમા લલુ મારફત ૧ સા ચુનીલાલ લાડકચંદ **હેબતપર** ૧ સા જસરાજ ઓતમ **દાળોદ** ૧ સા નથુભાઇ મેગજી **પાટડી** ૧ સેઠ લેહરચંદ ચીરપાળ શ્રી જૈન ધર્મ વીજય પુસ્તકાલયનાં મુક-કુ મારફત **વઢવાણ** ૧ વહોરા મણીલાલ ઉમેદચંદ શ્રી જૈન ધર્મવિજય પુસ્તકાલયનાં મુ-ક-કુ મારફત **આજોલ** ૧ સાહ પ્રેમચંદ વેણીચંદ શ્રી જૈન ધર્મ વિજય પુસ્તકાલયનાં મુ-ક-કુ મારફત

---

આ ચોપડી રખડતી મુકી જ્ઞાનાવર્ણી કર્મ ઉપાર્જન કરવા નહી પ્રસ્તેષુ કિંબહુના.

લ. કાવ્યકર પાદાર્વીંદ ભ્રમરસમ

નિરભેરામ મોતીરામ પુજારી

# જાહેર ખબર.

સર્વે સુજ્ઞ શેઠ સાહેબોને વિદીત કરવામાં આવે કે આ ચોપડી જેઓને મંગાવવી હોય તેમણે નીચે સરનામે પત્ર લખી મંગાવી લેવી.

શ્રી જૈન ધર્મવિજય પુસ્તકાલય
ઠે. મોટા દેરાસર પાસે.

શાહ વાડીલાલ તલકશીભાઇ
ઠે.—કાપડ બજારમાં

શાહ મફતલાલ માણેકચંદ
ઠે.—ભાટવાડામાં.

નરભેરામ મોતીરામ પુજારી.
ઠે.—શ્રાવકના મોટા દેરાસરે

મુ. વીરમગામ.

નોટપેઇ પત્ર લેવામાં આવશે નહી.